# હીંદની આર્થિક સ્થિતિ

અને

# દેશી કારીગરીને ઊત્તેજન.

સીસૂ, કલાઇ, ત્રાંબુ જમીનમાં પાકવા છતાં દેશીઓને
રાંધવા સીંધવાના વાસણ વટીકનો પણ ઘણું કરીને
યુરોપ ઊપર આધાર રાખવો પડે છે.

ટૉડ રાજસ્થાન.


લખનાર

શા. ચંદુલાલ ગોકળદાસ

અમદાવાદ.


કીંમત ૦-૨-૦

પ્રકાશક-શા. ચંદુલાલ ગોકળદાસ, અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦ સને ૧૯૧૯.

શ્રી જ્ઞાનમન્દિર પ્રીન્ટીંગ પ્રેસમાં શંકરરાય અમૃતરાયે છાપ્યું.
રાયપુર, વાઘેશ્વરની પોળ-અમદાવાદ.

# અર્પણ.

દરેક હીંદી ભાઇઓ અને બ્હેનો જેનાં અંતઃકરણ દેશને માટે લાગણીવાળાં છે જેનાં અંગ સ્વદેશી વડે જ શોભાય છે, જેઓને સંસારના દરેક કાર્યમાં, સૂતાં, ઊઠતાં, બેસતાં સ્વદેશી, સ્વદેશીનું જ ધ્યાન થયા કરે છે, જેઓ આ સ્વદેશીના પ્રચારના કામમાં કોઇ-પણ જાતનો થોડો અગર ઘણો હીસ્સો આપ્યા જાય છે અને જેઓએ પોતાનું જીવન દેશને માટે જ ગણ્યું છે,—એવા સૌને આ નાનકડું પુસ્તક અર્પણ કરૂં છું.

લેખક—

# હિંદની આર્થીક સ્થીતિ

## અને

# દેશી કારીગરીને ઉત્તેજન.



અગાઉના વખતમાં આપણા આ ભારત વર્ષમાં રામ, દુષ્યંત, વિક્રમ, ભોજ વિગેરે પ્રજાપાલ રાજાઓ રાજ્ય કરતા હશે. વળી આ ફલદ્રુપ દેશમાં વણાતાં કપડાં છેક યુરોપ સુધી વખણાતાં હશે, તેના બોહળા વ્યાપારથી દેશ પરદેશથી દ્રવ્ય તણાઇ આવતું હશે. જે વખતે તરેહ તરેહના મસાલા, કરીયાણું અને બીજી મોંઘી ચીજો જથ્થાબંધ પરદેશમાં જતી હશે તે વખતે આ રળીયામણા દેશમાં આવી રહેલાં શહેરો કેવાં આબાદ હશે અને લોકોની સામાન્યપણે સ્થીતિ કેવી સુખમય અને આબાદ હશે! જેમણે અયોધ્યા, સુરત, ખંભાત, ભરૂચ, દીલ્હી અને મુશીરાબાદ એવા અસલી શેહરો વિષે સાંભળ્યું હશે, જેમણે પાટણના ખંડીયેરોને નજરથી જોયા હશે, જેમણે આબુ, પાલીતાણા, ગીરનાર, વિગેરે જૈન મંદીરો જોયાં હશે, જગત શેઠની સમૃદ્ધી વિચારી હશે, જેમણે આ દેશની સમૃદ્ધી વિષે પરદેશીઓની અદેખાઇ અને લાલચ વિષે ઇતિહાસોમાં વાંચ્યું હશે, જેમણે સોમનાથ માહદેવની મૂર્તીમાંથી અને મંદીરમાંથી મહમદ ગીઝનવીને મળેલા અખૂટ ખજાનાનો અડસટો કાઢી જોયો હશે, નાદીરશાહ, મહમદઘોરી, તૈમુર લંગડો વિગેરે જે હીંદમાંથી ધન લઇ ગયા તેનું અનુમાન કાઢી જોયું હશે, તેમની જરૂર

ખાત્રી થવી જોઇએ કે અસલના વખતમાં આપણી આબાદી ખરેખર ઘણી વધારે હોવી જોઇએ. પરદેશીઓની સ્વારીઓ થવાનું મોટું કારણ આપણા લોકોનુ કુસંપ અને જોડે સમૃદ્ધી પણ હતું એમ જણાય છે. તે ઠાઠમાઠને આબાદી હાલના વખત સાથે સરખાવતાં દરેક સ્વદેશ પ્રેમીનું કાળજું બળ્યા વગર રહેશે નહીં. એ ઠાઠમાઠ ને આબાદી કયાં ગયાં અને કેમ ગયાં તેનો દરેક સમજુ પુરૂષે ખ્યાલ કરવો જોઇએ. દેશના લડાયક જોદ્ધામાં કુસંપનું બીજ રોપાતાં તેમનામાં અને બીજી વર્ણોમાં દુર્ગુણો ને અજ્ઞાનતાનો પ્રવેશ થતાં અને આ પવિત્ર જમીન ઉપર પરદેશીઓનાં પગલાં આવતાં લક્ષ્મી ને વિદ્યા એ બંન્નેએ સાથે કુચ કરવા માંડી. વળી લોકોએ પોતે પોતાની કારીગરીમાં જમાનાને અનુસરતા ફેરફાર કર્યા નહીં, ને અમારા બાપદાદાઓ આવા હતા ને તેવા હતા એમ વાતો કરતાં પણ પોતે તેવા થવા પ્રયત્ન ન કરતાં. જેમ વર્ષો જતા જાય તેમ કાળને અનુસરતો ફેરફાર કરવો જોઇએ તે કર્યો નહીં એ પણ પડતીનું કારણ છે. જેમ સ્ત્રીમાં વધારે રૂપ તેમ તેની આબરૂ લૂંટાવાની ધાસ્તી વધારે, તેજ પ્રમાણે આ ધનાઢ્ય ને સુશોભીત દેશને, લૂંટીને બેહાલ કરવાની આતુરતા રખડતા અને ગરીબ પરદેશીઓમાં જોસબંધ ઉત્પન્ન થઇ. તે જોરાવર અને ઝનુની પુરૂષોએ સુકુમાર અને આનંદી હીંદ પુત્રો ઉપર વારેવારે હુમલા કરી તેમને બલહીન અને નષ્ટ કર્યા, તેમના પવિત્ર ધામો ભ્રષ્ટ કર્યા, જે અને જ્યાંથી મલી આવ્યું ત્યાંથી અગણીત દ્રવ્ય ઉપાડી ગયા. આ પ્રમાણે લૂંટતા છતાં હીંદુસ્તાનને કારી જખમ લાગતો નહોતો, કારણકે આ ખાદ હીંદુસ્તાનની ફળદ્રુપ જમીન પુરી પાડતી. પરંતુ પાછળથી પરદેશીઓની દેશ પચાવી પડવાની દાઢ સળકી અને અંતે તેઓ દેશના ધણી થઇ પડયા. આ પ્રમાણે તે રાજ્યો થઇ પડવાથી દેશની બાહર જતી દોલત અટકી પણ એથી સંસારીક ધાર્મીક અને રાજ-

કીય સ્થીતિ બગડતી ચાલી. આ પ્રમાણે મૂસલમાનોની ધુંસરીએ જોડાતાં ધર્મ, સુખ, વિદ્યા એ સૌને કારી જખમ લાગ્યો. આ પ્રમાણે મૂસલમાનો પછી દેશની લગામ અંગ્રેજ સરકારના હાથમાં આવી. એ શાણી ને સુધરેલી સરકારથી આપણને અગાઉના વખત જેવી સ્થાતિ આવશે એમ લોકો આશા રાખતા બેઠા. અંગ્રેજ સરકારના રાજ્યથી જુલમ ઘટયો, દેશમાં સુલેહ શાંતી પ્રસરી, થોડે થોડે વખતે લોકોને જ્ઞાન આપવાને હાલત સુધરે તેવા પ્રયત્નો પણ પરમાર્થી અને ન્યાયી અમલદારોની મહેરબાનીથી થવા લાગ્યા. અંગ્રેજ સરકારના રાજ્ય જેવું પરદેશી બીજું એકે રાજ્ય થયું નથી, અને એ રાજ્યથી હીંદી લોકોને અધ્યાપી સુધી સુખ ને નીવૃત્તી મળ્યાં છે. આવા સુખો ને નિવૃત્તી મળવાથી લોકોએ આવી કંગાલ સ્થીતિ સુધરે તે તરફ લક્ષ આપવું જોઇએ પણ તે કરવામાં લોકોની વૃત્તી ઘણી પછાત પડી છે. નામદાર સરકારે આપણા લાભને માટે આપણા દેશના લોકોને સારા દરજ્જાની નોકરીઓ આપી. તેમજ હલકી પણ આપી, આટલું છતાં નોકરીઓ કરનાર લોકોમાં પોતાના દેશ તરફની લાગણી ધરાવનારા જવલ્લેજ માલમ પડે છે. હાલના સમયમાં બીજા દેશોની કારીગરીની ચીજો અત્રે આવી શકે છે તે સગવડ આપણને કરી આપી. જેથી લોકો તે કારીગરી જોઇ પોતે પણ કલાવાન થવાનો પ્રયત્ન કરે. પણ આપણે આપણાપણું ના વિચારી દેશની કારીગરીને રસ્તામાં રાખી વિદેશી વસ્તુઓના દાસ બન્યા અને આપણે આવી ખરાબ દશાને આપણે હાથે કરીને બોલાવી. ભારતવર્ષમાં સુલેહ શાંતીનો મોટો લાભ આપ્યો તે એ માટે કે આપણે ઉદ્યોગ ને સદ્‌ગુણ વધારીએ પણ સલામતીનો વખત કેવળ મોજશોખ, વ્યસન, હોટલમાં વટલી વંઠી જવામાં કર્યો. બધી ન્યાતોને તોડી પાડવી, વિધવા વિવાહો કરાવવા, એવી ગરબડો કરી આવો સુલેહ શાંતીનો વખત અયોગ્ય રીતે વાપર્યો

અને ખાનપાનમાં નીચ બની તનથી મનથી અને ધનથી ખૂઆર થયા. નામદાર સરકારે દેશ દેશાવરના ભાવો, વેચાણ, આવક જાવક વિગરેના આંકડા પ્રસીદ્ધ કર્યા, ત્યારે આપણે તે આંકડાને જોટાનું પાટીયું વિગેરે જાતના સટ્ટાના વેપારમાં તેનો ઉપયોગ કર્યો. આવી રીતે આપણે આપણાપણું ના વિચારી પોત ગૂમાઇએ છીએ અને આપણી ધુળધાણી કરીએ છીએ.

# દેશની સ્થીતિ.

## ખેડુતવર્ગ.

હવે આપણે દેશમાં વસ્તી દરેક જાતના લોકોની સ્થીતિનો વિચાર કરીએ. દેશની પ્રજાનો મોટો ભાગ ખેડુતવર્ગ દેશને પોષણ કરનારો, દેશની આબાદી કરનારો, ને નામદાર સરકારને મોટી ઉપજ કરી આપનાર એ વર્ગ છે. તે લોકોમાંના ઘણાખરાની હાલત દયા ઉપજવા જોગ છે. બીચારા અહોરાત માથાતોડ મહેનત કરે છે, ચોમાસાની વરસાદની ઝડીઓ પડતી હોય તે વખતે તેઓ તેમનાં બઇરી છોકરાં સાથે અડધી નગ્ન અવસ્થામાં અડધા ભૂખમરા સાથે પલળતા શરીરે પોતાના ખેતરમાં હળ હાંકતાં, ખાતર પૂરતાં, રોપણી કરતાં અને નીંદતાં હોય છે. આસો મહીનાના ગરમ તાપમાં ઉઘાડે અંગે અનાજની કાપણી કરતાં કે લણતાં જોવામાં આવે છે અને શીયાળાની કકડતી ટાઢમાં પોતાના ખેતરમાં બીજીવારની વાવણીસારૂ મહેનત કરતા માલુમ પડે છે. આ પ્રમાણે ટાઢ ને તાપની પરવા કર્યા વગર વર્ષનો મોટો ભાગ અસહ્ય મહેનતમાં ગૂજારે છે. આટલું કરવા છતાં તેમને પેટ

ભરીને ખાવાનું પણ મલતું નથી. મોસમમાં ધાન્યના ઢગલા જોઇને તેઓ રાજી થાય છે પણ તેઓની ખુશાલી થોડા વખતની છે. એમ તેઓ સમજતા નથી કે તમો શાહુકારોના દાસ છો, તેઓના એક જાતના ગુલામ સરજેલા છો, તમારી મહેનત તેમની મોજમજાહ માટે છે અને જે કાંઇ હલકી જાતનું અનાજ તમારા સારૂ રહે અને બચે તે ઉપર તમારે દીવસ નીર્ગમન કરવાના છે. તમને ભોળાઓને વહેપારીઓ અનેક રીતે ઠગી જાય છે તેથી તમો તેઓના કરજમાં હંમેશના ડૂબેલા છો તેથી તમો તમારૂં અનાજ કોઠીઓમાં ભરો તે અગાઉ તેઓ ઢગલેથીજ બધું ઊસરડી જાય છે. વળી વ્યાપારીઓનું મન તમો મહા મૂશ્કેલીએ મનાવી રહ્યા હોતા પણ નથી તેટલામાં સરકાર મા બાપનો તકાદો થાય છે. સરકારને વખતસર રોકડા રૂપીઆ જોઇએ છે માટે તે તમારે ભારે બ્યાજબી કરજે લાવવા પડે છે. અગર તો તમારી પાસે જે ઉંચી જાતનું અનાજ હોય તે ગમે તે ભાવે વેચી દેવું પડે છે. આથી તમારી કોઠીઓ સદાની ખાલી જ રહે છે. સારામાં સારા ઘઉં સારામાં સારી કમોદ થોડા વખત ચાલે તેટલું રાખવાને તમારા લેણદારોને કહો ને અરજ કરો તો એ પણ તે કઠોર હૃદયના કાંઇપણ ગણકારતા નથી. કદાચ તમો કાંઈ સંતાડી દો તો કોઇવાર તમારે તેઓનો માર પણ ખાવો પડે છે. સારા ઘઉં સારા ચોખા વિગેરે આ કંગાલ ખેડુતોની અસહ્ મહેનતનું ફળ છે પણ તેનો ઉપયોગ કરવાને શકતીમાન થતા નથી. પણ તેમનો થોડા ઊપરતો જરૂર હક છે. તોપણ બીચારા ખેડુતો હલકી જાતનું બીજું અનાજ વર્ષ ચાલે તેટલું રહેવા દે તો તેઓ નારાજી થતા નથી. કારણ કે ઊપલા વર્ગ જેટલો તેમને શોખ નથી. અને હલકી જાતનાથી પણ ચલાવી લે છે. પણ તેઓ બીચારા બહુ અજ્ઞાન હોય છે. હલકી જાતનું અનાજ કોઠીઓમાં જ્યાં સુધી

પડયું હોય ત્યાં સુધી એમ ધારે કે આપણો ભંડાર કદી ખૂટવાનોજ નથી. તેઓ છૂટથી વાપરે છે. અને હોળી આવતા સુધી તેઓના હાંલ્લા કુસ્તી કરવા માંડે છે. વળી એવી કહેવત છે કે "આવી હોળીને પરવાર્યા કોળી" તેનો દેખીતો અર્થ કામથી નવરા પડ્યા એમ થાય છે પણ ગર્ભીત અર્થ તેઓ પાસેથી ઉદર પોષણના સાધનો ખૂટયા એવો થાય છે. ઊનાળાની શરૂઆતમાં તેઓની એવીજ રીત હોય છે (કારણકે તેઓનો બધો વ્યવહાર દાણા જોડે હોય તેથી જલદીથી ખાલી થઈ જાય છે). આમ બનવાથી તેઓને કરજે નાણાં લાવવાં પડે છે તે વખતે સાહુકારો તેઓને બહુ પજવે છે અને આ પ્રમાણે પોતાની દુઃખી જીંદગી દુઃખ ખમીને પણ ગુજારે છે. વળી સરકારી કાયદા વર્ષ ત્રણની મુદતનો હોવાથી મુદતમાં રૂપીઆ ન ભરી શકાય તે કારણોથી શાહુકારો તરફથી ઘણી હેરાનગતી ભોગવવી પડે છે તે પીડા તો જેઓ સહન કરે છે તેજ જાણે છે. આ પ્રમાણે ખેડુત વર્ગની સ્થીતિ ઘણી કઢંગી છે.

## મજુરવર્ગ.

મજુરોની સ્થીતિ પણ એવીજ છે. ઘણીવાર મજુરો ને કારીગરોની રોજી ઉપર આખા દેશની આબાદીનો અડસટો કાઢવામાં આવે છે. જેમ રોજીના દર ભારે તેમ લોકોની સ્થીતિ સામાન્ય પણે સારી હોય એમ અટકળ કરાય છે. નવા વેપારના કારખાના અને કામો વધારે તેમ રોજીના દર વિશેષ, આ વાત સીદ્ધ છે. આપણા દેશમાં મજુરોને સરાસરી આઠ આના મળે છે. મોટા શહેરોમાં વધારે મળે ત્યારે ગામડામાં ૭ આના મળે છે. આપણા દેશના મજુરોને વિલાયતના મજુરો સાથે

સરખાવીએ તો બન્નેની હાલતમાં ઘણો ફેર માલમ પડશે. એ લોકોની રોજી આપણા ઊંચી જાતના કડીયા, સુતાર, લુહાર, દરજી, મોચી. વિગેરે જે કાંઇ પેદા કરે છે તેના કરતાં વિલાયતના સાધારણ મજુરો વધુ પેદા કરે છે. ત્યાંના મજુરો આપણે ત્યાંના મજુરો કરતાં ઘણી સારી સ્થીતિમાં રહી શકે છે. તેમનાં રહેવાનાં મકાન આપણા મજુરોના કરતાં દસગણા ચઢીઆતાં હોય છે. તેઓના ઘરમાં ખુરશી, ટેબલ, ચીનાઇ સામાન ચમચા વિગેરે એશ આરામની ચીજો હોય છે તેમાંનું કાંઇ પણ આ અભાગીઆ મજુરોના ઘરમાં હોતું નથી. ત્યાંના મજુરો પોતાના કુટુંબ માટે સારા કપડાં મેળવી શકે છે ત્યારે આપણા કમનસીબ મજુરો અને તેમનાં છોકરાં ચીંથરેહાલ અને અડધ નગ્ન અવસ્થામાં જોવામાં આવે છે. ત્યાંની કેળવણી મોંઘી હોવા છતાં તેઓ પોતાના છોકરાંને થોડું ઘણું ભણાવી શકે છે પણ આપણા કંગાલ મજૂરો પોતાનાં છોકરાંને ભણાવવા માટે મહીને બેચાર પૈસા પણ ખરચી શકતા નથી. કારણ કે તેઓના રોટલાનુંજ પુરૂ કરી શકતા નથી, અર્થાત્ મહા પરાણે પોતાનો ગુજારો ચલાવે છે તો ભણાવે કયાંથી.

---

## કારીગર વર્ગ.

વળી આપણા કારીગરોની સ્થીતિ તપાસીએ. તેઓની હાલત પણ સંતોષકારક નથી. આપણા લોકો કહે છે કે કડીયા સુતાર ગમે તેટલું કમાય પણ તેઓનો જેવારો વધે નહીં એટલે તેઓ પૈસાદાર થાય નહીં. તેનું કારણ એમ લોકો ધારે છે કે તેઓ હાડભાગી પ્રમાણીક પણે કામ નહિ કરતાં વખત ચોરે છે. પણ તેઓને રોજ એક રૂપીઓ જ મળે (અ-

વ્યારની મોંઘવારી જોતાં વધારે મળે છે તેના પ્રમાણમાં ખર્ચ ઘણું વધ્યું છે.) મહીનામાં ચાર પાંચ અણોજા પાળે, ચોમાસામાં કામ મળે નહીં, બીજી રૂતુમાં તડામાર કામ ન ચાલતું હોય તેથી દરરોજ કામ ન મળે, શરીરની બીમારી હોય, કુટુંબમાં હરકત હોય ત્યારે કામપર હાજર ન રહી શકે; વળી એની સાથે ઘણા કારીગરો વ્યસની હોય છે. આખા કુટુંબનું ખર્ચ, ઓજારોનું ખર્ચ વિગેરે બાદ કરતાં કાંઇ વધે નહીં અને કદાચ વધે તો છોકરાં પરણાવવાં કે મરણ પાછળ વાપરવામાં જે કાંઇ બચેલું હોય તે તાણી જાય અથવા કરજે નાણાં કાઢી લાવવાનો વખત લાવી મૂકે આવી રીતે ખેડુતવર્ગને કારીગર વર્ગની સ્થીતિ ઘણી દંગાલ છે તે આ ઉપરથી ખાત્રી થશે.

## વ્યાપારી વર્ગ.

હવે વ્યાપારી વર્ગ કેવો છે તેની તપાસ લઇએ. વ્યાપારનો મુખ્ય આધાર તેની પેદાશ અને ખપ ઉપર છે. જેમ દેશમાં માલ વધારે ઉત્પન્ન થાય ને તેમ તેમ માલ દેશાવર જાય તેમ વ્યાપારની તેજી ને આબાદી થાય. જેમ દેશની નીકાશ કરતાં પરદેશી માલની આવક વધારે તેમ તે દેશની આવદાનીમાં ક્ષીણતા. પછી અહીંના નીકાશ કરનારા થોડા વ્યાપારીઓ સારો લાભ મેળવતા હોય તેથી બધાની સ્થિતિ સારી શી રીતની કહી શકાય; પરંતુ દેશી કારીગરીની ચીજોનો વ્યાપાર કરનારા છે તેઓતો દીવસે દીવસે નિર્ધન થતા જાય છે. કારણકે પરદેશથી આવતી અનેક ભપકા ભરેલી અને દેખીતી સસ્તી ચીજો આગળ આપણા દેશમાં ઉત્પન્ન થતી ચીજો પછી ભમે તેટલી ટકાઉ હોય, સારી હોય, પછી કુલે હીસાબ ગણતાં મોંઘી ન

હોય તો પણ ખરીદ કરનારને પસંદ પડતી નથી. એ માટે એવી વસ્તુઓનો વ્યાપાર કમ થતો જાય અને તેના વ્યાપારીઓ ખૂઆર થતા જાય તેમાં શું આશ્ચર્ય ? અમદાવાદ જેવા અગાઉના મોટા શહેર તરફ નજર કરો, તે એક વખતે રેશમી ને સુતરાઉ કાપડ માટે આખા હીંદુસ્તાનમાં મશહુર હતું એવી ઊંચી કારીગરી વડે તેના વ્યાપારીઓ મોજ કરતા હતા. અરબસ્તાન સુધીના વ્યાપારીઓ હજારો રૂપીઆનો કીનખાબ ખરીદતા હતા. તમો અત્યારે તે ચીજોના વ્યાપારીઓને પૂછશો કે ભાઈ તમારો ધંધો કેમ ચાલે છે ? ત્યારે ડોકું ધુણાવી નીસાસો નાંખી કહેશે કે સમા પ્રમાણે, એવો જ વખત બહુ બારીક આવ્યો છે, વ્યાપારમાં કાંઇ તેજ નથી, હમણાના છેલ્લાં વર્ષો અમારા જેવા વ્યાપારીઓના હકમાં ઘણાં ખરાબ ગયાં છે, નફાની વાત તો બાજુએ રહી પણ મા મને કોડીમાંથી કાહડ તેવું થયું છે. જો ખોટમાંથી બચીએ તો જાણે ન્યાલ થયા. સાપે છછુંદર ગળ્યું તે નથી ગળી જવાતું કે નથી મુકાતું, શું ગરીએ બાપદાદાનું વત્તન મુકી કયાં જઈએ? જો દુકાનનું ભાડું ને રોટલા ખર્ચ પેદા કરીએ તો જાણે ન્યાલ થયા. પણ ભાઇ અમારા ઉપર દેવકોપ થયો છે. જાણેકે પહેલાં ગાયકવાડ સરકારને ત્યાં લાખો રૂપીઆનો માલ કીનખાબ અને બીજી જાતનો રાજા રજવાડા હજારો રૂપીઆનો માલ લગ્ન પ્રસંગે મંગાવતા. અને સાધારણ રીતે અમોને સારી ખપત થતી પણ હાલમાંતો ઉલટી અલ્લાની મલ્લા થાય છે. માલ ધરજમાઈ રહે ને વ્યાજખાધ પડે વ્યાપારમાં કાંઇ કસ નહીં ને ભાગી તૂટી ખપત થ.ય પણ નફો બહુ થોડો આવે, માલ તાઢો પડે તો કેટલીકવાર નુકશાનીમાં આવવું પડે–વિગેરે વિગેરે અમારી સ્થીતિ બહુ બારીક થઈ છે.

વિલાયતી માલના વ્યાપારીઓની સ્થીતિનું વર્ણન વીગતવાર આપતા નથી. લડાઇ પેહલાં ફક્ત મુંબાઇ શીવાયના વિલાયતીના વ્યાપારીઓની સ્થીતિ

દેશીના વ્યાપારીઓ જેવીજ હતી. ફક્ત મુંબાઇના મોટા વ્યાપારીઓની સ્થીતિ ઠીક હતી. લડાઇ પછી જેમ દરેક વ્યાપારીઓ કમાયા તે પ્રમાણે વિલાયતી અને દેશીના સર્વ વ્યાપારીઓ પોતાના ગજા પ્રમાણે સારૂં કમાયા હતા, પણ ગઈ સાલના એટલે સંવત ૧૯૭૪ ના ભાદરવા મહીનાના જબરજસ્ત આંચકાને લીધે "મીયાં નૂરા ને લેખાં પૂરા" જેવું થઈ ગયું છે એટલે સર્વે વેપારીઓ સાફ થઇ ગયા છે. અને આખરે દરેક જણ પોતાના વ્યાપારમાંથી મન ઓછું કરી શેરસટ્ટામાં પડતા જાય છે એ કેવી શોકજનક વાત છે.

હવે દેશી સુતરાઉ કાપડના વ્યારીઓની સ્થીતિ વીષે વિચારીએ આજથી પાંચ વર્ષ પહેલાંની સ્થીતિનો જો વિચાર કરીએ તો કોઇ જાતની સારી સ્થીતિ નહોતી ફક્ત પોતપોતાનું ખર્ચ સારી રીતે નીભાવતા પણ લાંબી આવકોવાળા નહોતા. પણ હમણાંથી લડાઇ જાગવા પછીનું આપણું દ્રષ્ટી કોણ બદલાયું છે. દેશીનો વ્યાપાર કરનારા વધી ગયા છે. મીલો પહેલાંના કરતાં જુદી જુદી જાતો કાઢવા ઉપર લક્ષ આપવાના કારણે આપણે દીવસે દીવસે સારો વ્યાપાર જમાવી શકયા છે. કોઇ પણ જાતનો કાપડયો બહારગામનો પહેલાં ખરીદી કરવા અમદાવાદ આવતો ત્યારે વિલાયતીની ખરીદી વધારે કરતો ને દેશી કાંઇ થોડી જીવ વગરની ચીજોની ખરીદી કરતો પણ હમણાંથી દેશી પ્રમાણ વિલાયતી કરતાં વધારે આવે છે તે એક ખુશી થવા જેવી બીના છે. અમદાવાદના મોટા મોટા પરદેશી કાપડના વ્યાપારીઓ જે અગાઉ પોતાની દુકાનમાં દેશી માલ મુદ્દલે નહોતા રાખતા અરે કદાચ રાખે તો જુજ રાખતા ને વિલાયતીજ ભરપુર રાખતા, તેમને હવે દેશી પણ રાખવું પડે છે. અને અત્યારે અમદાવાદની અંદર જો કોઇપણ જાતના મોટા વ્યાપારીઓ હોય તો દેશીનાજ છે.

વ્યાપારીક વર્ગની અમો સર્વ બાજુનું ચીત્ર આપી ન શકતાં ફક્ત બેજ ભાગ પાડી દેશી ચીજોનો વ્યાપાર કરનાર તથા પરદેશીનો વ્યાપાર કરનારા એવી રીતે ભાગ પાડી તે સંબંધી ચીતાર આપવા પ્રયાસ કર્યો છે.

## જમીનદાર તથા રાજા રજવાડા વર્ગ.

હવે આપણે જમીનદાર વર્ગની સ્થાતિનો વિચાર કરીએ. આ વર્ગમાં રાજા રજવાડાથી માંડી કે છેક થોડા વીઘાના વતનદારોનો પણ સમાવેશ થાય. હીંદુસ્તાનમાં એવાં રાજ્યો થોડાં છે કે જેમના ખજાના તર હોય જ્યાં ને ત્યાં આપણે સાંભળીએ છીએકે ફલાણા રાજાને આટલું કરજ ને ફલાણો રાજા કરજમાં ડૂબી રહેલો છે અને જેઓ ગરાસીયા ને ગામધણી છે તેઓની હાલત સાધારણ વ્યાપારીઓના કરતાં ખરાબ હોય છે. તેમને તેમના લેણદારો નીચોવી ખાય છે. તેઓ ગરાસીયા ઠર્યા એટલે તેમને કેટલીક બાબતમાં ગજા કરતાં ભારે ખરચ કરવો પડે છે. તેમના મકાન માટીના અને ભારે ગલીચ સ્થીતિના હોય છે. તેમના કપડાં જાડા ખાધીના અને માદરપાટના હોય છે. તેમના ઘરમાં ગરાસને છાજતો સરસામન અને દાગીના નજરે પડતા નથી. તેમને શરીરે પરવાળા ને લાખથી ભરેલા મણકાની માળા અને બહુ તો રૂપાના એક તોડા શીવાય બીજું કાંઇ પણ નજરે પડતુ નથી. આવા નીર્ધન ગરાસીયા કે જમીનદારોને વિલાયતના જમીનદારો ( Lords ) લોર્ડસ્ સાથે આપણે મનમાં પણ સરખાવી જોતા નથી. આપણા દેશના જમીનદારો કરતાં તે દેશના મજૂરો બહુ સારી સ્થીતિમાં હોય છે.

હવે દેશમાં વસતી મુસલમાન પ્રજા ને પારસી વર્ગની સ્થીતિ જોઇએ.

મુસલમાન પ્રજા ( ખોજા મેમણ વર્ગ બાદ ) મૂળથીજ વ્યાપારી નહીં હોવાને લીધે અને નોકરીઆત હોવાથી તેઓ પાદશાહત પડી ભાગવા પછી હલકી સ્થીતિમાં આવી ગયા છે. તેઓનો મૂખ્ય ધંધો હલકી અને ભારે જાતની નોકરી ઉપર ને સીપાઇગીરી ઉપર વિશેપ છે. વણકર લોકો પહેલાં ઘેર વણાટ કામ કરતા, હવે તેમનો તે ધંધો પડી ભાગવાને કારણે કે મીલો થયા પછી તેમાં નોકરી કરે છે અને ગામડાંમાં ખેતીવાડીનો ધંધો પણ કરે છે. મુખ્યત્વે કરીને મીયાંભાઈ પગારના દીવસની રાહ બહુજ જુવે છે કે ક્યારે પગાર આવે ને મોજ કરીએ. પગારના દીવસે મીયાંભાઇ એક ઝીણી મલમલનો અંગરખો અગર પેરણ કરવા તૈયાર થઇ જાય છે. નસીબ જોગે તેમનો લેણદાર ઉઘરાણી કરવામાં ચૂક કરે તો બધો પગાર ભોરપાણી કરી નાંખે છે અને ઘરનાં બૈરી છોકરાંઓને પછી બીજે પગાર આવતા સુધી ગુજારો ચલાવવાને કેવી આપદા પડે છે તે જેને વીતે છે તેજ જાણે છે. ખરચ કરવામાં કોઇ જાતનો હીસાબ રાખતા નથી. ઘરનાં માણસો પૈસા સારૂ કકલાણ કરે તેઓ બીચારાઓને તેના તરફથી કાંઇ મળતું નથી. કદાચ આપવાની ઇચ્છા હોય તોયે ખીસું સાફ કરી મુકયું હોય, તેથી બીચારો તે શું આપે. પછી દેવાદાર થઇ જાય તેમાં શું આશ્ચર્ય ! તહેવારે તહેવારે નવા કપડાં અંગ ઉપર પહેરેલાં સાથે તમો તેઓને જુઓ છો પણ તે કાંઇ શ્રીમંતાઇનો ઠાઠ નથી, પણ તકલેદી જાણજો. તેઓની ઘરની સ્થીતિનો આપ જો તપાસ કરો તો તરત બધું જણાઇ આવશે કે બહાર નવાબ થઇને ફરે છે પણ અંદર શું છે ? આવું ઉડાઉપણું હવે બીજી કોમમાં પણ પ્રસરવા પામ્યું છે તેથી તેઓની પણ આવી સ્થીતિ થશે એમાં આપણે શું શક રાખીએ ! વોહરા કોમમાં તેથી ઉલટું છે, તેઓ સ્વતંત્રપણે વ્યાપાર કરી ગૂજરાન ચલાવે છે. તેઓ બીજાઓની નોકરો કરતા નથી. તેઓમાં ઘણા પૈસા-

વાળા પણ હોય છે. અત્યારના સમયમાં તેઓની સ્થીતિ ઠીક છે. મેમણ ખોજા વર્ગની સ્થીતિ પણ સારી ગણાય છે. આ કોમ દીવસે દીવસે સારી રીતે આગળ વધતી જાય છે, તેઓ સંપ સંપીને સારી રીતે પરદેશ ખેડે છે અને વ્યાપારીઓ બનતા જાય છે. પારસીયોની સ્થીતિ મૂસલમાનો જેટલી અધમ નથી. તેઓ સારી સ્થીતિમાં જોકે બહારથી મોટા પૈસાવાલા જણાય છે પણ અંદર ખાનેથી જો તેઓની સ્થીતિની તપાસ કરીએ તો આપણને એમ જરૂર જણાશે કે આપણે બાહરથી જેવા ધારીએ છીએ તેવા તેઓ નથી. તેઓમાં સ્ત્રીઓને સારૂ પહેરવેશ સબંધી પુષ્કળ ખર્ચો કરવા પડે છે. પોતાની એક છોકરી પરણાવવી હોય છે ત્યારે મોટી રકમની રીત વરવાળાઓને કરવી પડે છે. આવા આવા કેટલાક રીત રીવાજોને લઇને તેઓમાં ખર્ચો બહુ જોવામાં આવે છે. આવા ખર્ચો સબંધી સમજુ વર્ગ બહુ બહુ કકળે છે પણ તેઓનું તે સબંધમાં કાંઈ ચાલતું નથી. તેઓને ગવરમેન્ટ સર્વીસ બહુજ પ્રિય હોય છે. ત્યારપછી તેઓ બીજી લાઇન રેલવેની અને પછી વ્યાપારી એમ લે છે.

---

## કારીગરીની પડતી.

---

હવે આપણે વ્યાપારની તપાસ કરીએ. હીંદુસ્તાનની પડતી થવાના અનેક કારણોમાં દેશી કારીગરીનું પડી ભાગવું એ છે. દેશી કારીગરીના પડી ભાગવાનું કારણ પરદેશની બનાવટની ચીજોનો અત્રે બહોળો ઉઠાવ એ છે. હીંદ ઉપર રાજ્ય કરનાર માહરાજાઓનું પાયતખ્ત પરદેશમાં હોવાથી તેમના તરફથી ખરચાતા લાખો રૂપીઆમાંથી હીંદને વ્યાપારની બાબતમાં

કુદરતી લીધે લાભ થાય નહીં; વળી હીંદુસ્તાનમાં મોટામાં મોટી નોકરી કરનારાથી કે નાનામાં નાની નોકરી કરનારા અંગ્રેજોને જોઇતી ઘણી ખરી સંસાર ઉપયોગી ચીજો વિલાયતથી ચાલી આવે છે તેથી પણ હીંદના વ્યાપારીઓને લાભ થતો નથી. બાકીનો નોકરીઆત વર્ગ પારસી હીંદુ મુસલમાન વર્ગ વીગેરે તેમના અંગ્રેજ ઊપરીયોની પેઠે સંસારની સાધારણ ઊપયોગની પણ એટલી બધી ચીજો વિલાયતી વાપરે છે કે જેથી તેઓ એક જાતનો પોતાના કારીગરોને ગેરઇન્સાફ આપે છે.

રાજા રજવાડા તરફ નજર કરતાં આપણે જોઇએછીએ, ને દીલગીર થઇએ છીએ કે કયાં અગાઉના રાજાઓના ભરગચ્છી જરીયાનનાં પોષાક, કલાબતુવાળી શુશોભીત મોજડીઓ, જે એક વખત સૂર્યના તેજ સામું ચળકાટ મારતી તે નાશ પામીને કાળા ચકચકીત ચેક અગર બીજી જાતના બુટો જોવામાં આવે છે અને ઝવેરાતના હીરાઓના હારને બદલે ગળામાં કોલર નેકટાઇ વિગેરે જોવામાં આવે છે. એ કેટલું બધું ખેદકારક છે?

દેશ નીર્ધન થવાનું કારણ દેશી કારીગરીની પડતી અને પરદેશથી અનેક સસ્તી ચીજોનો પ્રવેશ અને પુષ્કળ વપરાશ એ છે. પરદેશમાં બનતી ચીજોનો અત્રે જથ્થાબંધ ઉઠાવ થવાથી દેશમાં બનતી ચીજોનો ખપ બીલકુલ નહીં સરખો થતો ગયો, પછી તેનો વ્યાપાર પડી ભાગે તેમાં શું આશ્ચર્ય ! દેશી ચીજોનો વ્યાપાર પડી ભાગવાની અણી ઉપર હતો પણ મીલો થવા પછીથી થોડું પણ જીવન આવ્યું છે. દેશી કારીગરીની ખીલવણી કરવાના બે રસ્તા છે. દેશમાં કારીગરી વધે અને તેમાં સુધારો થાય તેમ કરવું જોઇએ. બીજુ દેશી કારીગરીથી બનેલા માલનો જેમ વધારે ઉઠાવ થઇ શકે તેમ કરવું જોઇએ. આપણે જાણીએ છીએ કે યંત્રની મદદથી આપણા હાથની મહેનત કરતાં સસ્તો, થોડી મહેનતે અને થોડી મુદતે માલ તૈયાર

થાય છે. હવે યાંત્રીક શક્તિનો ઉપયોગ આ દેશમાં અજાણ્યો નથી. પહેલાંના વખતમાં યાંત્રીક શક્તીઓ હતી, પણ અનેક આફતોને કારણે આગળ વધવાને બદલે પડી ભાગ્યો. યંત્રના કામમાં પાણી, વાયુ ને વરાળની મહા શક્તીઓ વાપરી તેનાથી અદભુત કામ કરો થકે તેવી શોધો યુરોપવાસીઓએ કાઢી છે અને તેમાં દરરોજ નવો નવો સુધારો કર્યે જાય છે અને તેના બહોળા ઉપયોગથી ઘણો લાભ મેળવે છે. જો કે હાલમાં કેટલીક જાતોના સંચાઓ દાખલ થયા છે છતાં કેળવણીની ખામીને લઇને વિલાયતવાળા સાથે હરીફાઇ કરી શકાતી નથી. પણ જેમ જેમ લોકો જાણુતા જશે તેમ તેમ તેઓની સાથે હરીફાઇ પણ કરશે. આવા કારખાનાઓ એક હાથે ચલાવી શકાતાં નથી એ ખરૂં છે. પણ હજારો ભાગીદારોથી કંપનીઓ કાઢી થઇ શકે છે. તે પ્રમાણે જોકે થાય છે, છતાં હજુ જોઇએ તેવું થતું નથી. આવા કારખાનાઓને આપણા રાજા રજવાડાઓ સ્થાપવાને વિચાર કરે અને કામ ઉપાડે તો તે બની શકે તેમ છે. તેઓ લાખો રૂપીઆ મોજ મજાહમાં અને વડી સરકારને ખૂશ કરવામાં ખર્ચે છે તેના કરતાં આવા કામમાં ધ્યાન દે તો એક પંથ ને દો કાજ જેવું થશે, જોકે તેઓ બીજા સુધારા પાછળ ખરચતા જોવામાં આવે છે. તેઓની આવક દીનપ્રતીદીન ઘટતી જાય છે. અને આવી રીતથી મીલો ને કારખાના કાઢવાથી આવક વધશે અને પોતાની ગરીબ પ્રજાને ઠેકાણે પડાશે. તેઓની ખેડુત, કારીગરી અને સામાન્ય વર્ગની પ્રજા બ્રીટીશ હીંદની પેઠે દૂઃખી હાલતમાં આવતી જાય છે. વળી રાજા રજવાડાઓને નવી એક વીઘું પણ જમીન મળવાનો સંભવ નથી એથી તેમને ખજાનો ભરપુર થાય એવો એકે રસ્તો રહ્યો નથી. અમદાવાદ મુંબાઇ ને બીજે ઠેકાણે સંચાઓ નીકળ્યાં છે તેઓ સારી રીતે પેદા કરે છે, એથી આપણા દેશમાં એવા કારખાનાં લાભદાયક થઇ પડે છે એમ

સીદ્ધ થઇ ચૂક્યું છે. આપણા શોખીન રાજાઓ ક્યારે એવી બાબત ઉપર ધ્યાન આપશે અને ક્યારે લોકોને લાભદાયક થઇ પડશે ? અગાઉના રાજાઓ ભાટ ચારણોને હજારો રૂપીઆ દાન કરતા હતા તેમ ગણી, જાણે દાનમાં વાપરીએ છીએ એમ જાણી, જો મીલો અગર બીજી જાતના કારખાના કાઢવામાં મુડીનો ઉપયોગ કરે તો તેઓને નફા સાથે નાણાં પાછાં મળશે અને એવા કારખાંનાથી ભૂખે મરતાં સેંકડો આદમીની રોજી જાગતાં તેમનાં હૃદય આશીષ આપશે. પરંતુ આપણા આનંદી રાજા રજવાડાઓને ક્યાં ખબર છે કે ક્યું લાભનું કાર્ય છે? એમને ગતાગમ ક્યાં છે કે રૈયતના લાભ સારૂ શું કરવું? પણ તેમનાં હૃદય કોમળ હોય છે. ઘણાંઓની સમજ શક્તી ઉંચા પ્રકારની હોય છે. તેઓને ધીરે ધીરે સમજણ પાડી હોય તો સમજ્યા વગર રહે નહીં. પણ સમજાવે કોણ? તેમના કારભારીઓને પોતાના સ્વાર્થ શીવાય બીજી કાંઇ પડી હોતી નથી. હમણાં ગાયકવાડ સરકાર તરફથી કાંઇ પ્રયાસ થવા લાગ્યા છે એમ સંભળાય છે, તો આનું અનુકરણ બીજાઓ તુરત કરશે એવું આપણે ઇચ્છીએ. હવે આપણી સરકાર તરફ આવીએ. તેમનું લક્ષ્ય દેશી કારીગરી વધારવા તરફ હોય એવા કાંઇ ચીન્હો જણાતાં નથી. જમીનની ઉપજ વધારવા તરફ મહેનત થાય છે. વાવેતર કરવા સારૂ નહેરો માટે લાખો રૂપીઆ ખરચાય છે. પરદેશથી બીજ મંગાવી આપણા દેશમાં વાવેતર કરાવવાની મહેનત થાય છે લોકલ ફંડના પૈસાથી નળાવો કૂવા વિગેરે બંધાવાય છે. જોકે આવા કામો કરે છે તે બેશક લાભ કારક છે પણ તેની સાથે આવા ઉપયોગી કામમાં જીવ રાખે તો બેવડો લાભ થાય, પણ હમણાં આવાં કામ તેઓ માથે લેશે એ આશા ફોગટ છે.

વળી આપણે તપાસ કરીએ તો એવા વધારે ખરચાળ સંચા લાવી શકતા નથી, તો આપણે માટે બીજી જાતના રસ્તા છે. વળી વિલાયતમાં

એવી જાતના સંચાઓ હોય છે કે તેમાં વરાળનો મુદ્દલજ ખપ પડતો નથી અને ઘણી કાર્યવ્યવહારની ચીજો એવા સાદા સંચાવડે ઊત્પન્ન થઇ શકે છે. તેમની કીંમત લાખોની હોતી નથી તેથી તેમાં ઘણું જોખમ પણ નથી. દાખલા તરીકે–શીવવાના સંચા, પગથી હલાવવાના છાપવાના પ્રેસ, નવી જાતની હાથે વણવાની શાળો, રેંટીયા વિગેરે આપણા દેશમાં એવી જાતના સંચા ઊપયોગમાં આવી શકે તેમ છે. આપણા દેશની સસ્તી મજુરીથી, ઘણા કલાક કામ કરવાની આદતને લીધે અને દેશની કરકસરને લીધે વિલાયતી સંચાના માલ કરતાં સસ્તો બલકે તેટલીજ કીંમતનો સામાન ઊત્પન્ન કરીશું. હાલનો વખત એવો થઇ ગયો છે કે જેમની પાસે થોડું ઘણું નાણું છે તેમને સુઝ પડતી નથી કે તે શામાં રોકવું. શાહુકારો, વેપારીઓ પોતાની મુડી પોતાના વ્યાપારમાં રોકે છે. અને નોકરીઆત વર્ગો બેંકમાં ચારપાંચ આને જમે મુકાવે છે, કેમકે તેમને દેશમાં એવા બીજા વ્યાપાર જણાતા નથી કે સલામતી સાથે આઠ આના વ્યાજ સહેલાઇથી ઊપજાવી શકે. તો આ પ્રમાણે નાની મુડીમાં સાબુના, કાચના અને બીજી અનેક જાતના કારખાના કે જેમાં સંચાનો થોડો ખપ પડે તેવા આપણા દેશમાં દાખલ થાય તો તેથી પણ ઘણા લાભ થાય, અને શકતીમાન થયા પછી એવા માતબર કારખાનાઓ પણ કાઢવાને શકતીમાન થઇએ. યંત્રશાસ્ત્રમાં કુશળ એવા વિદ્વાનોનો મત એવો છે કે આપણા દેશમાં બધી જાતના ભારે યંત્રો કામમાં દાખલ થઇ શકે તેમ નથી માટે હાથેથી ને જાનવરથી ફેરવવામાં આવે તેવા અને કેવળ હાથે કરીએ તેનાં કરતાં ઘણું વધારે કામ થઇ શકે એવા સંચા ઊત્પન્ન કરવા, કે તે હાથથી ચાલી શકે ને તેમાં વરાળની ખપ મુદ્દલજ ના પડે, અને જે કામ હાથે કરીએ તેના કરતાં આ સંચાથી વધારે કામ થઇ શકે. આગળ રાજકોટમાં એક માણસે એવો સંચો બનાવ્યો હતો કે

જેથી એક માણુસ દરરોજ પચાસ કરતાં વધારે સાલ્લા છાપી શકે, મતલબ કે એક છીંપો બીબું હાથે ઠોકી જે કામ તૈયાર કરી શકે તે કરતાં આ નાનકડા થોડા ખરચવાળા સંચાથી વધારે થઇ શકે. તેવા સંચાઓ હાલ જો બનાવવા ધારીએ તો થોડી કીંમતે થઈ શકે છે. જેમકે જેમ સાલ્લા છપાય તેમ તેમાં ધોળું કપડું દાખલ કરીએ તો ખાસી મજાની છીંટ પણ છાપી શકાય.

અમદાવાદમાં એક હોંશીયાર કારીગરે—તારને ચપટો કરવાનો એક સંચો બનાવેલો છે. પાઘડીઓમાં કીનખાબમાં ટોપીઓ વિગેરે અનેક કામમાં સોનેરી તથા રૂપેરી કસબ વપરાય છે તે તૈયાર કરવામાં આપણને પહેલાં બહુ મહેનત પડતી હતી. પહેલાં તો સોના અગર રૂપાનો તાર ખેંચીને મોટો કરવો પડે તેમાં ઘણી મહેનત પડે ને માણસના આંકસીઆ ઊંચા આવે. ત્યાર પછી સૂતરના અગર રેશમી દોરા સાથે કાંતવાને તેને ચપટો કરવો પડે, તેમાં બહુજ મહેનત અને ત્રાસ પડતો. પણ આ મહેનત દૂર કરવા માટે તેને સારૂ એક જાતનો સંચો ઘણો વખત થયા નીકળેલો છે. તેની રચના સાદી ને જૂજ છે. એક ઊંચે રહેલી હથોડી—એરણ ઊપર ધબોધબ પડે ને ઊપર ચઢે. તેના ઘા પસાર કરતી વખતે એરણપરના અનેક તાર ટીપાઇને ચપટા થાય છે. એવી રીતના ઘણી જાતના મહેનતમાં બચાવો કરે ને કામમાં સુલભ થાય તેવા વગર વરાળવાળા સંચા આપણે દાખલ કરવા જોઇએ. જેવી કે હમણાં નવી જાતની નીકળેલી વણવાની શાળો, કૂવામાંથી હાથથી પાણી કાઢવાના પંપ, બખીયા દેવાના સંચા વિગેરે. એમાં થોડો વરાળનો ખપ પડે છે. એવી રીતના સંચા કરવાનું કામ નમૂના ઉપરથી મૂસ્કેલ પડતું નથી. આપણા કારીગરો અક્કલમાં ઉતરે એવા નથી કે મહેનતથી કંટાળે તેવા નથી. પણ આપણે તેમને ઉત્તેજન આપતા બંધ

થયા. રતીપુર સોના ઉપર ઓહદા સાથે હાથી ચીતરનારા, પાંચ રૂપૈયાભાર વજનનું વીસ ગજ લાંબુ એક મુઠીમાં સમાઇ જાય તેવું ઉમદા મલમલ કે જેણે યુરોપના ઉંચા સંચે કામ કરનાર કારીગરોને હેરતમંદ કર્યા હતા, તેવા કારીગરો પવનથી સૂતર તુટી જાય તે સારૂ ભોંયરામાં સૂતર કાંતતા, તેવા કારીગરો જે તેમનાં છોકરાં આપણા ઉત્તેજન વગર જાડો અને કુરૂપ માલ તૈયાર કરનારા થશે તેમાં શું આશ્ચર્ય. પરંતુ આપણે આપણા કારીગર વર્ગનું લક્ષ તે તરફ દોરવું જોઇએ. અને તેમને આપણા તરફથી ઉત્તેજન મળવું જોઇએ. આપણા હાલના યંત્ર–વિદ્યાશાસ્ત્રીઓ પોતાનો થોડો વખત આવા કામમાં ગાળે અને પોતાના જ્ઞાનનો લાભ પોતાના કારીગરોને આપે, અને તેમ કરવા ઉશ્કેરે તો ઝીણી બુદ્ધીના આપણા હોંશીયાર કારીગરો ઘણા ઉપયોગી જુદી જુદી જાતના હાથે ચલાવવાના સંચા ઉત્પન્ન કરી દેશની સેવા બજાવી શકે તેમ છે. વળી ઘણીક વિલાયતી ચીજો એવી આવે છે કે જેમને કોઇ પણ જાતના સંચા વગર ફક્ત સાધારણ ઓજારોથી સહેલાઇથી સારી ને સસ્તી બનાવી શકાય છે. માટે જ્યાં સુધી સંચા દાખલ કરવાનું ન બની શકે ત્યાં સુધી બીજી ઘણી કારીગરીની ચીજો બનાવી શકીએ. પણ તે તરફ આપણું ધ્યાન વળવું જોઇએ, આપણે કારીગરોને ચીજોના નમૂના અને તે કરવાની યુકતી દેખાડી આપવી જોઇએ. અને આપણે સૌ હીંદીવાનોએ પરદેશી ચીજોને બદલે દેશી ચીજો આવી કારીગરોથી બનતી ખરીદ કરી ઉત્તેજન આપવું જોઇએ. કારણ કે તેમ કર્યાવગર હુન્નરને ઉત્તેજન શી રીતે આપી શકાય. પણ આપણે આવા પ્રયાસો નહીં કરતાં દેશી ચીજોની નીંદા કરી પરદેશી ચીજો ઉપર મરી પડીએ છીએ એજ આપણી પાયમાલી થવાની નીશાની છે એમ દરેક ભાઇઓએ સમજવું જોઇએ.

# પરદેશી ફેશન.

હવે જરા ગંભીરાઈથી વિચાર કરો કે પરદેશી ચીજોને વાપરનારા, તેમનાપર વધારે શોખ રાખનારા અને દેશી ચીજો તરફ થોડું ધ્યાન આપનારા કયા લોક છે. જોતાં તેમાં એમજ જણાય છે કે જેઓ દેશને સુધારવાનો ફાંકો રાખે છે એવા ભણેલા લોકોનોજ દોષ છે. (જો કે હમણાં મહાત્મા ગાંધીજીની ચળવળથી કાંઇક ફેરફારીનું ચીન્હ જણાવા લાગ્યું છે.) એ ખરી વાત છે કે તદ્દન પરદેશી ચીજો વગર ચાલતું નથી. પણ જેટલી અહીંયાં બની શકતી હોય તે તો આપણે જરૂર ખરીદ કરવી જોઇએ. બીચારા ગામડાના ગરીબ લોકો પુષ્કળ દેશી ચીજો વાપરે છે. હજી તેઓ ભણેલા જેવા પરદેશી ઉપર આશક થયા નથી. હજી તેઓ પરદેશી ચીજો તરફ અદેખાઇની નજરે જુએ છે અને તેઓ મત આપે છે કે "ચીન પૈસા લેંન છીન" એટલે પરદેશી માલ તકલેદી છે જો તે એક વાર વાપર્યો કે ધોયો કે પૈસા છુટી પડે છે. તેઓ અંગ્રેજી રાજ્ય આવ્યું ત્યારે ભવીષ્ય ભાખતા આવ્યા છે કે "ભાઈ દમડીએ ઉંટ વેચાશે પણ દમડી મલશે નહી." જો કે તેમાં રાજ્યનો વાંક નથી પણ આપણો વાંક છે અને જો આપણે કોઇ પણ પ્રકારના ઉપાય ના લીધા અને આમને આમ ચલાવ્યા કર્યું તો ખરેખર લોકો પૈસા વગરના થઇ જાય. જેમ જેમ નવી ચીજો દેશમાં આવતી જાય તેમ તેમ ખરીદ કરવાને પૈસા પેદા કરવાની શકતી વધવી જોઇએ. પણ વધવાને બદલે ઘટતી જાય. પરીણામે દેશની શી દશા થાય! આનું પરીણામ નાશ શીવાય શું આવે. આપણને તો દેશી જાડી ને બેડોળ ચીજો ગમતી નથી. ને સફાઈદાર ઝીણી ને વજનમાં હલકી અને નાજુક જોઇએ છે. કેટલાક ભાઇઓ કહે છે કે દેશી ચીજો મલીન ને ગંદી આવે છે અને

જેવી જોઇએ તેવી આવતી નથી. માટે અમને પરદેશી ચીજો વાપરવાની જરૂર પડે છે. વળી અમો લખીએજ શી રીતે. કાગળ પત્રનો વ્યવહાર અમારે કેવી રીતે કરવો, અમારે ચાહ શું માટીના કે પીતળના વાડકામાં પીવી, ટેબલ ઉપર એરંડીઆનો દીવો મુકવો, કોટ સારૂ શું ખાદી વાપરવી, જ્યારે દેશમાં અમારા લાયક ચીજો નહીં મળે તો અમારે શું કરવું ?

પરંતુ અમારૂં એવું કહેવું નથી કે તમે પરદેશી સામાન વાપરોજ નહીં. વળી એમ નથી કે પરદેશી જરૂરની ચીજોની તમને ખરેખરી જરૂર હોય તો તમો ઉપયોગ કરવો છોડી દો, ને જરૂરના પ્રસંગે પણ પરદેશી ચીજો નહીં ખરીદો; વળી એમ નથી કહેતા કે તમારો શોખ ઇશ્વરે તમને સારી હાલતમાં મૂકયા છતાં છોડી દો પણ આ બાબતમાં વિચાર કરો—ને તપાસો કે જે પરદેશી ચીજો વાપરીએ છીએ તેની જગ્યાએ દેશી ચીજ મળે છે કે નહીં, તેમાંની કોઇ ચીજને મળતી, સ્હેજ ઉતરતી અગર ચઢતી કીંમતની કોઇ દેશી ચીજ ઉપયોગમાં લઇ શકાય તેમ છે કે નહીં, વળી પરદેશી ચીજો બધી રીતે જેમ આપણે ધારીએ છીએ તેવી સારી છે કે ઉતરતી છે. કેટલીકવાર કોઈ માણસને કોઇ ચીજ ખરાબ નીકળવાથી બધી દેશી ચીજો ઉપર અભાવ થઇ જાય છે, અને કોઇવાર દેખાદેખી મત આપે છે. પણ સ્વતંત્રપણે વિચાર કરવા તસ્દી લેતા નથી. તમે ઉંચી વિદ્યા મેળવી વિચાર કરવાને શકતીમાન થયા છો, દેશનું કલ્યાણ કરવાનું તમારા મનમાં છે, દેશની નબળી હાલતથી તમારૂં કાળજું બળ્યા કરે છે, અને ખરેખર તમારા ઉપર દેશ મોટી મોટી આશા રાખે છે તો તમારી ક્ષણીક નાશવંત મૉજને થોડીક ઘટાડશો તો શું, તમે કદાચ તમારા ઘર સંસારના કાર્યોમાં સ્વદેશભુમી ખાતર કાંઇ અગવડ વેઠશો તો શું, તમે કદાચ તમારા દેશી ભાઇઓના લાભ સારૂ થોડી પણ અડચણ વેઠશો તો શું, તમારા કરોડો સ્વજાતીલા

ખાતર, તેમને દુઃખમાં રીબાતા જોઇને તેમના ઉપર દયાવૃત્તી ધારણ કરી શોકને ખાતર કાંઇક ઊતરતી જાતના વસ્ત્રાલંકાર વાપરશો તો શું ? જો તમો તેમાંનું કાંઇ કરી શકતા નથી તો દેશની ખાતર તમો આપત્તી વેઠવાની તો રહી પણ મોજશોખ પણ ઘટાડી શકતા નથી તો દેશનું કલ્યાણ શી રીતે કરી શકશો, તે સમજાતું નથી. દેશનું કલ્યાણ મૂશીબતો વેઠયા વગર થશે નહીં, દેશને લાભ તમારા જેવા સુખી પુત્રોના યાહોમ કરી આગળ પડયા વગર થશે નહીં. એ માટે દેશને ખાતર થોડી અગવડ વેઠવાને આપણને કહેવામાં આવે તો ગેરવ્યાજબી ગણાશે નહીં. તોપણ તમો જ ભાઇઓ આ અગત્યના વિષય ઉપર વિચાર કરતા થાઓ. વળી તમારો મોજશોખ ઘટાડયા વગર પણ દેશી કારીગરીને ઉત્તેજન આપવા ધારીએ તો આપી શકીએ છીએ. કારણકે જેવો પરદેશી માલ દરેક જાતનો આવે છે તેવો હવે દેશી પણ બનવા લાગ્યો છે. એ આપણા માટે ખુશી થવા જેવી વાત છે.

## સાહેબ લોકની નકલ.

પ્રથમ તો આપણે સાહેબ લોકોની નકલ કરવામાં કેટલી ભૂલ કરીએ છીએ તેનો વિચાર કરીએ. આપણે દેશી ચીજો વાપરશું તો તેઓ આપણી મજાક કરશે એ આપણી ભૂલ છે, સાહેબ લોકો જેવો પહેરવેશ પહેરે છે તેવો આપણે પહેરવો જોઇએ એવું કાંઈ નથી. પણ આપણે આપણા રીવાજ પ્રમાણે ને હવાને માફક આવે તેવાં કપડાં પહેરવાં જોઇએ. આપણે તેઓની સ્થીતિની કયાં બરોબર છીએ કે તેઓની નકલ કરીએ. તેઓના પગાર સાથે તેમનો પોષાક સરખાવશો તો ખાત્રી થશે કે તેમની નકલ કરતાં આપણે કેવું ઊડાઉપણું વાપરીએ છીએ. તેમનાં સદ્ગુણ, સ્વદેશપ્રીતિ, દેશાભીમાન. ઉદ્યોગમાં તેમનું મંડયા રહેવું, એ સર્વેની જો આપણે નકલ કરીએ તો આપણે દેશને કેવા ઉપયોગી થઇ

પડીએ. પણ નકલ ઘણું કરીને તેમનાં દુર્ગુણોની અને ખોટી ચીજોની વિશેષ થાય છે. તેમના ઊડાઉપણાની, મદ્યપાનની અને બીજા દુર્ગુણોની ઝટ નકલ કરવા તૈયાર થઇ જઇએ છીએ. એથી આપણને ભારે ખત્તા ખાવા પડશે, અને એથી જ દેશનું રસાતળ જશે. કીફાયત ને કરકસરને માટે આપણો દેશ આગેવાન છે, કરકસર કરી સંગ્રહ કરવાના ડાહપણ ભરેલા સદ્‌ગુણમાં હિંદુ લોકોની બરોબરી કરી શકે તેવી આખી દુનીયામાં બીજી પ્રજા ભાગ્યેજ હશે, હજારો વર્ષથી દેશ આર્થીક બાબતમાં લૂંટાયા કરે છે, પરદેશીઓ અનેક રસ્તે ધન ઊસરડી જાય છે. અને પરદેશી રાજ્યની ધુંસરીએ જોડાયાં કરે છે તે છતાં હજી આપણો દેશ વેરાન થયો નથી. દેશના લોક છેક ભીખ માંગતા થયા નથી. તેનું કારણ આપણી કરકસર છે. એટલે બીજા કોઇ દેશ કરતાં થોડે ખર્ચે રહી શકીએ છીએ. આપણું બંધારણ કુદરતી રીતે એવા પ્રકારનું છે કે ઘણો ખર્ચ કર્યા વગર સારી રીતે રહી શકીએ છીએ. પરંતુ હમણાંથી આપણે આ આપણા બાપદાદાઓથી ચાલ્યો આવતો ડાહપણ ભરેલો સદ્‌ગુણ છોડી ઊડાઉપણામાં ખપવા લાગ્યા છીએ.

વળી આપણા દેશ ને રીતને માફક નહીં એવી ચીજોમાં નાણાંનો ઊપયોગ કરીએ છીએ. આપણા લોકોનો પોષાક, ખાનપાન, તથા સરસામાન અને પરદેશીઓનો સરસામાન વિગેરે તપાસીશું તો આપણામાં જ્યાં ત્યાં કરકસર ને ટકાઉપણું છે અને તેમનામાં ઊડાઉપણું ને તકલેદી છે પણ તેઓ તકલેદી વાપરીને પોતાના દેશીભાઇઓને રળાવે છે અને આપણે તેમની નકલ કરી આપણા દેશનું દ્રવ્ય હરણ કરી પરદેશ મોકલીએ છીએ.

હવે આપણે થોડે ખર્ચે રહી શકીએ તો શા માટે વધારે પૈસા વાપરી ઉડાવી દેવા જોઇએ. આપણા લોકો સંગીન માલનો સંગ્રહ કરનારા છે એ ડાહપણ ભરેલું છે, હજારો રૂપીઆના દરમાયા ખાય છે, લાંબી મુદત સુધી આ

દેશમાં રહે છે તે છતાં સાહેબ લોકો કેટલું થોડું નાણું પોતાના દેશ લઇ જઈ શકે છે? જ્યારે તેટલીજ કમાણીવાળો કોઇ દેશી ગૂજરી જાય તો ઘરમાંથી કેવા દાગીના ને કીંમતી સામાન નીકળે છે? ત્યારે તેઓમાંના ઘણાક તો કરજમાં ડૂબેલા હોય છે. એવા ઉડાઉ યુરોપીયનો ગૂજરી જાય છે ત્યારે કેવો તકલેદી ફરનીચર ને ફોગટીઓ સામાન નજરે પડે છે? તે જોઇને આપણને હસવું આવ્યા વગર રહે નહીં. તેઓના ઘરમાં લાકડાનો કે કાચનો સામાન કે રસેલા સામાન વગર કાંઈ નજરે પડતું નથી; વળી એક સાધારણ કહેવત છે કે “સામાન જેમ દેખાવડો ને તકલેદી હોય છે તેમ ભાગી તૂટી વહેલો જાય છે.” તેથી તે પાછળ ઘણું ખર્ચ વારે વારે કરવું પડે. માટે દીર્ઘદ્રસ્ટીવાળાઓએ ખાસ વિચાર કરવો જોઇએ કે કોઈ પણ ચીજ ખરીદ કરીએ તે પહેલાં તે કેટલી મુદત ચાલશે, આપણો લીધેલો માલ આપણાં છોકરાંના છોકરાં વાપરશે કે નહીં, આપણા બંધાવેલા મકાન પેઢીઓગત ચાલે નહીં તો આપણી ચતૂરાઇ શાની, અને આપણને મૂઆ પાછળ સંભારે કોણ? આ વિચાર કદાચ બધી બાબતમાં પસંદ ના લાગે તોએ ઘણોજ પસંદ કરવા લાયક છે. આ પ્રમાણે આપણા બાપદાદાના ડહાપણ ભરેલા ચાલ તરફ ધ્યાન નહીં આપીને તેનો તીરસ્કાર કરીને બીજા લોકોની નકલ કરીને મોજ શોખના દુર્ગુણમાં ફસાઇને પરદેશી ફેશનના કુંડમાં ડૂબકી મારી છે. માટે તેમાંથી દરેક સમજુ વર્ગે તે ફેશનનો ત્યાગ કરી દેશી ચીજો વાપરવી જોઇએ. વળી આપણે એમ પણ કબુલ કરીએ છીએ કે કેટલીક પરદેશી ચીજો વગર ચાલી પણ નાજ શકે, જેવીકે—ટાંકણીઓ, સોયો, કાગળો, સ્ટેશનરી સામાન (જે અહીંઆં બની શકતો ન હોય તે) વિગેરે. એવી ચીજો આપણે તેવા સંચાઓની ગેરહાજરીઓને લીધે હાથની મહેનત-તથા બમણી કીંમતે પણ કરી શકનાર નથી. જ્યાં સુધી આપણા દેશમાં

આવી ચીજોના કારખાના ન હોય ત્યાં સુધી આવી ચીજો પરદેશી વાપરવી જોઇએ. ઘણીવાર એમ કહેવામાં આવે છે કે-એક પૈસાની સોયો અગર ટાંકણી જરૂરના પ્રસંગે વાપરી તો તેમાં શું થઇ ગયું! તેમાં એવું કેટલું નાણું દેશમાંથી ચાલ્યું ગયું? અને તે ઉપર આપણે શા માટે માથાફોડ કરવી જોઇએ, દીવાસળીની પેટીમાં સો દીવાસળીઓ હોય છે તે ટાંકણી અગર સોયો કરતાં સસ્તી પડે છે તેથી આપણે રાજી થઇને વાપરીએ છીએ. દરેક બીડી પીનાર અને નહી પીનાર અને દીવામાં વાપરનાર હીંદમાં માણસદીઠ વર્ષદહાડે બે ડઝન પેટીઓ વપરાય તો તેનો અડસટો વર્ષ દહાડે આઠ કરોડ રૂપીઆ થાય, તો વર્ષ દહાડે તે નીમીત્તે હીંદુસ્તાનની આવી મોટી ગંજાવર રકમ ચાલતી થાય. આ આંકડા ગવર્નર અગર ગવર્નર જનરલ પગાર લઈ જાય છે તેના કરતાં વધારે હોય છે. વખતે તેમાં કદાચ ભૂલતા હોય તો થોડા ઘર માલમતા સાથે બળી બાકીની ખૂટતી રકમ પૂરી કરતાં હશે. માટે નીચેની ઘણી ખરી ચીજો હીંદમાં બને છે અને તે પરદેશી આવતી ચીજોની ગરજ સારો શકશે.

**તાળાં**—ખંભાત, વઢવાણ, શીહોર, મુંબાઈ, અલીગઢ, વિગેરે ઘણે ઠેકાણે બને છે.

**ધાતુનાં વાસણો**—અમદાવાદ, બનારસ, શીહોર, મુરાદાબાદ, ભરૂચ, મુંબાઇ વિગેરે ઘણે ઠેકાણે બને છે.

**લાકડીઓ હાથમાં ઝાલવાની**—સંખેડા બાદરપુરમાં (અહીંના જેવી લક્કડ કારીગરી આખી દુનીયામાં પણ નથી બનતી.) તેના ઉપરના રંગો માટે તે પ્રખ્યાત છે. બાકી બધે ઠેકાણે સાદા (ડંડા) અગર ઘોકા સારા બને છે.

**આંકણીઓ**—આ સારૂ હીંદમાં સારૂં ક્ષેત્ર છે. દરેક ઠેકાણે સાધારણ સુતારથી પણ સ્હેલથી બનાવી શકાય તેમ છે.

**ચાકુ**—અમદાવાદ, ભરૂચ જીલ્લામાં આમોદમાં ખાસ કરીને સારાં બને છે. તથા બંગાલમાં ઘણે ઠેકાણે બને છે. છરીઓ વિગેરે ઘણે ઠેકાણે થાય છે.

**કાર્ક સ્ક્રુ**—બુચને શીશીયોમાંથી કાઢવા સારૂ તેમાં ફક્ત એક તાર ને નાના લાકડાના કટકાનું કામ છે તેમાં ભારે મશીનરીનું કામ નથી, એ સ્હેજે અહીંયા બની શકે તેમ છે.

**કમરપટા**—ચામડાના પાટીના રંગબેરંગી વિગેરે ઘણી જાતના અત્રે બની શકે તેમ છે પણ ફક્ત જરાક તરદી લેવામાં આવે તો જરૂર બની શકે.

**ટેબલ ઉપરના ભાર અગર વેઇટ**—એવા વેઈટ લાકડાના અગર બીજી ઘણી જાતના થઇ શકે તેમ છે. કાઠીઆવાડમાં ટંકારા ગામ છે ત્યાં સ્ફાટીક પત્થરો બહુ થાય છે તેના જો સારો ઘાટ કરી બનાવવામાં આવે તો થઇ શકે તેમ છે.

**સાંકળી અગર અછોડા બટન**—જે પરદેશી તકલેદી ખોટા સોનાના ખરીદવામાં આવે છે એવા અમદાવાદ અને મુંબાઇમાં ઇમીટેશનના ઘણી જાતના બને છે. વિંટીઓ, બંગડીઓ વિગેરે ઘણી જાતનું બનાવવામાં આવે છે. ખરા સોનાના જેને જોઇએ તેને તેવા પણ મળી રહે છે. વળી ચાંદીના કોઇ દીવસ કાળા ન પડે તેવા ગમે તેવા મરજી પ્રમાણેના ઘાટના મળે છે.

**દાબડીઓ**—નાશીક, કાશી, આગ્રા વિગેરે ઠેકાણે ધાતુની, લાકડાની, કચકડાની તથા પથ્થર વિગેરે ઘણી જાતની બને છે.

**રમત ગમતનો સામાન**—ક્રીકેટ વિગેરેને સારૂ પરદેશી સામાન વપરાય છે તે જગ્યાએ હવે દેશી પણ તેવો બનવા લાગ્યો છે.—અમદાવાદ, વડોકરા, મુંબાઇ, અમૃતસર વિગેરે.

**શાહી**—જેવી કે બ્લુએક, રબરસ્ટાંપ, માર્કીંગ ઇન્ક, કલકત્તા, અમદાવાદ, મુંબાઇમાં; જે વિલાયતી વગર ચાલતું નહોતું તે પણ અહીંઆ બને છે.

**કાચનો સામાન**—જેવા કે ચીમનીઓ, બરણીઓ, પ્યાલાઓ, ગોળાઓ વિગેરે—જેને સારૂ કારખાનાઓ થયા છે. તળેગામ, પીપળોદ, વડોદરા, નૈયા જે અલાહબાદ પાસે છે, કલકત્તા, વિગેરે ઠેકાણે કાચનો સામાન, રમકડાં વિગેરે ઘણી જાતના નાના નાના કારખાનાઓ થયાં છે પણ તેવાઓ મોટા પ્રમાણમાં ચીજો બનાવી શકે, તે સારૂ ઉત્તેજન આપવાની આપણી ખાસ જરૂર છે.

**પહેરવેશ**—પુરૂષવર્ગ સારૂ—ધોતીજોટાઓ જાડા, તથા ઝીણા કુમાસના ઘણી જાતના અહીં બને છે માટે તેના વિષેશ વર્ણનની જરૂર નથી. આ વાત સૌ કોઇ જાણે છે.

**ખમીશ**—આ નીચેની મીલો સારૂં કાપડ કાઢે છે.

**મુંબાઇની**—ખટાઉ, માધવજી, વિગેરે મુંબાઇની ઘણી મીલોમાં સારી જાતો નીકળે છે.

**અમદાવાદ**—રાયપુર, હીમાભાઇ, કેલીકો, વિગેરે.

**નાગપુર**—ટાટા મીલ, તથા બીજી ઘણી મીલો કાઢે છે.

**કોટ સારૂ**—નાના નાના તસર બનાવનારા કારખાનાઓ, મોરારજી મીલ, સોલાપુર, નાગપુર મીલ, એલ્ફીન્સ્ટન મીલ, અમદાવાદ માધુભાઇ મીલ, માણેકજી પીટીટ મીલ, મદ્રાસ બકીંગહામ મીલ, કાનપુર વુલન મીલ

તથા મુંબાઇની બીજી ઘણી મીલો. તથા બીજા ઘણા હાથવણાટના કારખાનાઓ રેશમી તથા સૂતરાઉ તસર વિગેરે કોટના બરનું કાપડ કાઢે છે.

**પાઘડી અગર ટોપીઓ**—પાઘડીઓ દેશીજ બને છે. ટોપીઓ સારૂ મુંબાઇ, અમદાવાદ, અમૃતસર, દીલ્હી વિગેરે ઘણે ઠેકાણે થાય છે. ટોપીઓ સારૂ એક અમદાવાદમાં મોટી મીલ નીકળવાની છે.

**હોજીયરી સામાન**—બારેજડી મીલ, અમદાવાદમાં એક હોજીયરી મીલ છે. જેમાં ગંજીફરાક, મોજાં, વિગેરે બનાવે છે. દેશાવર પણ કેટલેક ઠેકાણે બને છે. તથા મુંબાઇ એક મોટી મીલ નીકળવાની છે.

**ખેસ અગર શાલો કામળીઓ**—દીલ્હી, અમૃતસર, કાનપુર. દીલ્હીમાં ચીકનનું કામ ઘણું સારૂં થાય છે. મલમલ ઉપર કસબી ચીકન ભરાય છે તેના ખેસ, રૂમાલ, તથા પેરણ થઇ શકે છે.

**મલમલ**—સૂરત–હાતીમભાઇ મીલ, અમદાવાદ કેલીકો મીલ તથા બીજી ઘણી મીલો તથા મુંબાઇની ઘણી મીલો વિગેરે બનાવે છે. ઝીણા કુમાસના ધોતીજોટા માટે નીચેની મીલો પ્રખ્યાત છે.

રામકૃષ્ણ મીલ–અમદાવાદ,

હાતીમભાઈ મીલ–સૂરત

રાજપુર મીલ–અમદાવાદ.

હીમાભાઇ મીલ–અમદાવાદ.

માધવલાલ મીલ–અમદાવાદ.

**સ્રી વર્ગ સારૂ**—કસબી તથા રેશમી સાડીઓ માટે બનારસ, મદુરા, કલકત્તા, અમદાવાદ–રામકૃષ્ણ મીલ તથા મુંબાઇની મીલો કાપડની સારી જાતો કાઢે છે.

**સુતરાઉ સાડી સારૂ**—રાયપુર મીલ, છે તેમજ વિલાયતી તથા દેશી કાપડ ઉપર છાપવાના કામ માટે અમદાવાદ, જેપુર, મથુરા, મુંબાઇ વિગેરે સારાં પ્રખ્યાત છે.

**ગરીબ વર્ગ સારૂ સુતરાઉ સાડી**—માધવજી, પ્રેસીડન્સી, સાસૂનડેવીડ, ડેવીડ તથા મુંબાઇની બીજી મીલો તથા અમદાવાદની આર્યોદય, રાજનગર વિગેરે.

**ચોળીઓ સારૂ**—બનારસી ખંડ સારા થાય છે. ગજીઆણી તથા સીલ્ક-છોઇ મીલની વોયલો તથા રેશમી કપડાં બીજા ઘણી જાતના કપડાંઓ આપણા દેશમાં થઇ શકે છે અને તે માટે આપણે સ્ટોરોની તથા દેશી ચીજો વેચનાર કાપડીઆની મૂલાકાત લઇએ તો આપણને જરૂર ખાત્રી થાય.

---

## હવે આપણે દારૂ વિષે વિચાર કરીએ.

---

આપણા દેશમાં તૈયાર થતી ભાંગ ગાંજાએ આપણું પુરૂં પાડયું નહીં; આપણા દેશમાં બનતી માજમ યાકુતી એવી સ્વાદીષ્ટ કેફથી ધરાયા નહીં, આપણા દેશના અફીણ (જો કેફ સારૂ વપરાય તો તેના જેવી એકે કેફ-વાળી ચીજ નથી) અનેક રાજકુળોને ખરાબ કર્યા તો તેથી પણ ધરાયા નહીં; આપણા દેશમાં બનતી તાડી, અગર મહુડાની જલદ કેફથી પણ સંતોષ થયો નહીં એટલે હવે આપણે પરદેશી દારૂની નાશકારક ટેવથી દેશમાં જે કાંઇ બાકી રહ્યું છે તે સાતડે સાત કરવા બેઠા છીએ. પરદેશી

અનેક જાતના દારૂ, જેવાકે–બ્રાન્ડી, શેરી, મીઠાચેરી, નોહીઓ, કાળજું બાળી નાખે એવો જીન કે રમ, મોંઘો શેમપેઇન એવા અનેક જાતના દારૂની પાછળ આપણું ચીત્ત દોડયું છેઃ આવી તન, મન ને ધનને હરણ કરનારી કેફને દેશમાં વધારી દેવાનું માન આપણા ભણેલા ને કેળવાયલા જુવાનોને ઘટે છે. એકવાર એ મોહજાળે પગલાં કર્યા કે ચેપીરોગની માફક પ્રસરતાં વાર લાગતી નથી. અફીણના કેફમાં ગરકાવ થઇ ગએલા રાજાઓએ તે પ્યાલી ઝટ ગ્રહણ કરી અને હેઠી મુકવાનો વખત ના આવે એવી હાલતમાં ગરક થયા. શક્તીપંથીઓને એક જાતનો નવો રસ્તો મળ્યો, વ્યભીચારી પુરૂષોને તેમના દુષ્ટ કાર્યોમાં ઉશ્કેરવાને આ એક અગત્યની ચીજ થઇ પડી. અરે ! દેશી ભાઇઓ ! આથી તમારી કેટલી ખરાબી થાય છે અને એથી તમે નીર્ધન ને નબળા થાઓ છો, કેમકે એ દુષ્ટ ને મોંઘી ચીજો લાખો ને કરોડો રૂપીયા લઈ જાય છે અને પોતાની પાછળ દરીદ્રતા ને દુર્ગુણ શીવાય બીજું કાંઇ પણ મૂકી જતી નથી. તમે માઠાં ભાગ્યે એ કેફમાં ગરકાવ થઇ ગયા હો અને તમને ચાલે તેવું ના હોય તો દેશી કેફ વાપરો. સુરત, નવસારી વિગેરેમાં, વરીયાળી, એલચી વિગેરેના દારૂ તથા તાડી બને છે. જામનગરના પ્રખ્યાત ઝંડુ ભટજીવાળા તથા બીજા નામાંકીત વૈદ્યો આસવ બનાવે છે. દ્રાક્ષાસવ તેની પરદેશી દારૂના કરતાં ઓછી શરીર ક્ષીણતા ને ઓછી કીંમતી છે. તો તમારે કેફ વગર ચાલતુંજ ન હોય તો તે વાપરો પણ હાથે કરીને દેશનું સત્યાનાશ શા સારૂ વાળો છો ? અમારે આ બાબતમાં કેટલીક નમ્ર ટીકા પારસીપત્રો તેમજ ક્રોનીકલ પેપરને કરવી પડે છે કે તેઓ શા માટે એવી પરદેશી દારૂની જાહેર ખબર પોતાના પત્રોમાં લે છે કે જેથી દેશને આડકતરી રીતે તેને પરીણામે ઘણું ખમવું પડે છે. અમો દેશી હીંદુ પત્રોને ધન્યવાદ આપીએ છીએ કે એવી જાહેર ખબરો તેમાં જોવામાં આવતી

નથી. જોકે અંગ્રેજી બીજા પેપરોમાં આવે છે પણ તેમાં આપણો ઇલાજ નથી, પણ આવા પ્રજાકીય પેપર હોવાનો દાવો કરે તેવાઓ શા માટે આવી બદીને આડકતરી રીતે ઉત્તેજન આપે છે ?

આવી રીતે દેશી ઘણી ચીજો બની શકે છે. હમણાં સાબુઓના પણ ઠીક કારખાનાં થયાં છે. તે તમો પેપરની જાહેર ખબરોથી જાણી શકતા હશો.

પરદેશી દવાઓ કરતાં દેશી ઘણી જાતની દવાઓ બને છે. બાટલીવાળાની, ગજ્જરની, ઝંડુ ફારમસી, ગુજરાત આયુર્વેદીક ફારમસી, કલકત્તાનું બેંગાલ ફારમ્યુસ્ટીકલ વર્કસ વિગેરે ઘણી જાતની દવાઓ બને છે તો તેને આપણે વાપરીને ઉત્તેજન આપવું જોઇએ.

પરંતુ આપણે ઘણીવાર લોકોને મોંઢે સાંભળીએ છીએ કે તેમાં આપણા એકલાથી શું થાય, એક માણસ એવો સામાન ખરીદે તો દેશને શું મોટો લાભ થાય, એતો બધા સંપ કરી ઠરાવ કરે ત્યારે બને, અને સરકાર પણ આવા કામમાં મદદ કરે. પણ સરકાર આવા કામમાં મદદ નહીં આપે એ ખચીત જ છે. વળી તમારી પેઠે લોકો વિચાર કરીને બેશી રહે તેમાં કંઇપણ શુકરવાર થશે નહીં. લોકોનો જથ્થો એક માણસથી જ થાય છે. માટે એક માણસ બધા માણસનો ભાગ છે એમ સમજવું. અકકેક માણસ ભેગું થશે એટલે જથ્થો ને સંપ એમ યાદ રાખવું. વળી આપણે એક માણસ શું કરીએ એમ સમજી આપણી કીંમત ઉતારી નાખી નિરાશ બનવાની કાંઇ જરૂર નથી. ઘણીકવાર એક માણસથી જે કામ થાય છે તે બધાથી થતું નથી. એક રામે લંકા લીધી, એક પરશુરામે પૃથ્વી નક્ષત્રી કીધી, એક નેપોલીયને આખું યુરોપ ધ્રુજાવ્યું. પણ કારીગરોને ઉત્તેજનના કામમાં એટલા બધા પરાક્રમની કાંઈ પણ જરૂર નથી. માટે આવું દેશને લાભકારક કામ છેક ગરીબમાં ગરીબ કરશે અને નબળામાં નબળાથી પણ કરી શકાશે.

હવે મારે કેળવણી પામેલા બંધુઓને ફક્ત એજ વીનંતી છે કે જેઓને ઇશ્વરે વિશેષ બુદ્ધી આપેલ છે, જેઓને ઊંચી જાતનો અભ્યાસ કરવાને બની આવેલું છે, જેઓ પૈસે ટકે સારી હાલતમાં હોય, થોડા કલાક પરોપકારમાં ગાળી શકે તેમ છે, તેમણે યથાશકતી દેશી કારીગરીને માટે મહેનત કરવી. જેઓ યંત્ર શાસ્ત્ર શીખી કુશળતાને પામ્યા છે તેઓ પોતાની જાતે કે કારીગરો મારફતે કોઇ કોઇ હુન્નરી કામો નવા તૈયાર કરવાને, તેમને સૂધારવાને જો થોડું પણ દીલપર લેશે તો દેશને બેશક લાભકારક થઈ પડશે, જેઓએ રસાયન શાસ્ત્રમાં પ્રવીણતા મેળવી છે તેઓએ એ ઉપયોગી વિદ્યાની સહાયતાથી અનેક નવા પ્રયોગો કરી દેશને લાભકારક એવી નવી ચીજો ઉત્પન્ન કરી શકશે, જેઓએ અંગ્રેજી દાકતરી વિદ્યામાં સારી તાલીમ લીધેલી છે તેઓ આપણા દેશમાં ઊત્પન્ન થતી અઢાર ભાર વનસ્પતી માંહેથી પોતાની વિદ્યા ને બુદ્ધીને બળે તથા અસલી વૈદકના અભ્યાસી ઘરડા ગામડીઆ લોકોનો સમાગમ રાખવાથી કોઇ એવી ચમત્કારીક ઓષધી શોધી કાઢી શકાશે કે જેથી આ સર્વ જનો ઉપર આ દર્દીયુગમાં મોટો ઊપકાર કરશે. જેઓએ ભુસ્તરવિદ્યામાં જ્ઞાન મેળવ્યું હોય તેમણે આ દેશમાં રહેલાં અનેક ખનીજ પદાર્થો સંબંધી શોધ કરવાને તે દેશના જે ભાગમાં હશે તેમાં થોડું કે ઘણું બની આવશે. ખનીજ પદાર્થો સંબંધી આ દેશ સર્વથી ચઢીઆતો છે તેને એ બાબતમાં પારકા દેશની અગત્ય પડે એમ લાગતું નથી. સઘળા પ્રકારની ધાતુઓ, રત્નો, પત્થરો, કોયલા, ચાક, વિવીધ રંગની માટી, સોનું, એ સર્વ આપણી ફળદ્રુપ ભુમી પોતાના પેટમાં જથ્થાબંધ રાખી રહી છે. એમાંથી કોઇ પદાર્થોની ખાણો લાભકારક રીતે ઊઘાડી શકવાનું જો નક્કી થાય ને ઇશ્વરકૃપાએ તેમ કરવામાં ફત્તેહ મળે તો કેટલો બધો ફાયદો થાય! કાઠીઆવાડના જામનગર સંસ્થાનમાં લોઢાની, ત્રાંબાની, કોયલાની અને બીજી અનેક

જાતની ખાણો નીકળી શકે તેમ કહેવાય છે. કપડવણુજ આગળ લોઢાની ખાણ નીકળી શકે તેમ છે. લુણાવાડાના એક ડુંગરામાં પુષ્કળ અબરખ ભરેલી છે. ત્યાંના ગામડાના લોકો અબરખવાળી માટી લાવી ભીંતો રંગે છે કે જે બહુ ચકચકીત થાય છે. નર્મદાકાંઠે રેવાકાંઠામાં કોયલાની ખાણ નીકળી શકે તેમ કહેવાય છે. આબુ, ગીરનાર, પાવાગઢ વિગેરે ગુજરાતમાં આવી રહેલા ડુંગરો ઉપર ને માંહે શું આવેલું છે! અંબાજી પાસે આરસનો પણ પાહડ છે, વઢવાણ પાસે બામણબોર નામે ગામ આવે છે ત્યાંની આસપાસ મૃત્તીકા પત્થર નીકળે છે તેમાંથી વહેરી તેની સ્લેટ થઇ શકે તેમ છે. આપણે ભણવાની અંદર ઘણી મહેનત કરી કંટાળેલા હોઇએ છીએ અને તેમાં કોઇ સારા પગારની નોકરી મળી કે આપણા દેહનું સાર્થક કર્યું એમ સમજી આપણી બાકીની જીંદગી આનંદમાં ગુજારવાનો વિચાર કરીએ છીએ. પણ આપણા ભણવાનો હેતુ એકલી નોકરી કરવાનો નથી એ તો આપણે સારી રીતે સમજી શકીએ તેમ છીએ. વળી કોઇ કોઇ જાતના પ્રયોગની અંદર આપણે વખત ગાળીએ તેમાં કાંઈ આપણી મોજમજાહગાં ટૂટ પડે તેમ નથી. પરંતુ અમારા સમજવા પ્રમાણે તેવાં કામ વધારે આનંદ આપે છે.

છેવટે મારા સ્વદેશ પ્રેમી બંધુઓને નમ્રતાપૂર્વક અરજ કરૂં છું કે—આ અગત્યની બાબત ઉપર વિચાર કરતા થાઓ. અને તપાસો કે કઈ બાબત ઉપર તમો ધ્યાન આપી શકો તેમ છો અને કઇ નવી ચીજો તમે ઉત્પન્ન કરી શકો તેમ છો, અને કઈ પરદેશી ચીજો વગર તમો ચલાવી શકો તેમ છો, અને કઇ ચીજો અગવડ વેઠયા વગર તમો પોતાના ઉપયોગમાં લઇ શકો તેમ છો. કદાચ થોડી અગવડ પડે તો શું? એ થોડી અગવડ પોતાના ભવિષ્યની ખાતર અને આપણા દેશની ખાતર વેઠવાની છે તો રાજીખુશીથી તે વેઠો. દેશની ખાતર સઘળો સુશોભીત પોષાક તજી દઇને

પોલાંડના લોકોએ અરે સ્ત્રીઓએ પણ નાજુક બાલબચ્ચાં સુદ્ધાંએ સઘળા કાળાજ પોષાક પહેરેલા છે, તેમને શું ઓછી અગવડ પડી હશે? દેશની ખરાબી થતી હોય, આપણા જાત ભાઇઓ અનાજ વગર ભૂખે ટળવળતા હોય, આપણા દેશી ભાઇ બ્હેનો અડધી નગ્ન અવસ્થા ભોગવતા હોય તે વખતે આપણે થોડી અગવડો બતાવી એકલપેટા થવું? પ્રભુ મારા દેશભાઇઓમાં દયાવૃત્તી પેદા કરો અને તેમની પાસે હીતકારી કામો કરાવો.



## ઉપસંહાર.



અમો દરેક ચીજોના વિગતવાર વર્ણન આપવાનો ઈરાદો રાખતા હતા પણ લંબાણ થઇ જવાને સબબે ટૂંકાણમાં ફક્ત નામ ને સ્થળ આપીને પતાવવું પડયુ છે. દરેક હીંદી ભાઇઓએ આ સારૂ પ્રયત્નો કરવા જોઇએ. બેશા રહે આપણું કાંઇ વળતું નથી એમ સૌ કોઈ આપણે સમજીએ છીએ. દરેક ભાઇઓએ સ્વદેશી ચીજો વાપરી આપણા હુન્નર ઉદ્યોગો જે નવા ઉભા થયા છે તેને ઉત્તેજન આપવું જોઇએ. લડાઇ પતી ગઇ છે, વેપારની દરેક જાતની હરીફાઇ થવાનો સમય આવી લાગ્યો છે, પરદેશી વેપારીઓ પોતાની પેઢીઓ મુંબાઇમાંજ રાખી પોતાનો વ્યવહાર અત્યાર સુધી ચલાવે ગયા છે તેઓ હવે શહેરે શહેર ને ગામે ગામ ફરી પોતાનો વ્યાપાર જમાવવાની તૈયારીમાં પડયા છે, લેંકેશાયરના અને બીજા મોટા અંગ્રેજી વેપારીઓ પોતાનો વ્યાપાર કેમ વધારે ચાલે તેની પેરવી કરી રહ્યા છે, નામદાર સરકાર તરફથી હુંડીઆમણના દરને લીધે આપણાં ઉપર વ્યાપારની બાબતમાં કેવી મોટી મુસ્કેલીનો સવાલ આવી રહ્યો છે. જાપાન પોતાનો વ્યાપાર કેમ વધારે ચાલે

તેના સારૂ પોતાના કમીશનો હીંદમાં મોકલાવ્યો જાય છે. આવી જાતના હજારો પ્રયાસો પરદેશી પ્રજાઓ આપણા પોતાના વ્યાપાર વિરૂદ્ધ કરી રહી છે તેવા બારીક ને કટોકટી ભરેલા સમયની અંદર આપણે શું નીરાંતે સુઇ રહેવું ? કદી નહીં. દરેક હીંદીવાન જેને પોતાની માતૃભુમી વાહલી છે, હજારો ભૂખે મરતાં પોતાના ભાઇઓ ઉપર જેના અંતઃકરણમાં દયા ને દીલસોજી છે, જેઓને પોતાના દેશને માટે અભીમાન છે તેઓ દરેક હીંદીવાન સ્વદેશી વ્રત લઇ પોતાની જાતને દીપાવશે. હવે રાહ જોવાનો વખત ચાલી ગયો છે, ફલાણાભાઇ કરશે તો આપણે કરીશું એવા નિર્બળ વિચારોને જલદી દૂર કરી નાખવા ઘટે છે. માટે દરેક ભાઇઓ તૈયાર થઇ આ સ્વદેશી વ્રતના કાર્યને આગળ વધારવા પ્રયત્નો કરશે. હે દેશના યુવાન વર્ગો! દેશની લાજ તમારા ઉપર છે. તમો કાંઈ નહીં કરશો તો કોણ કરશે! હે દેશના ટૂંકી મુડીવાળા ધંધાધારીઓ, ફેરીઆઓ, પરદેશી ચીજો વેચવાનું છોડી દઇ ગામે ગામ દેશી ચીજો જે મળે તે વેચવા નીકળી પડો, પરચુરણ કાપડ વેચનાર દુકાનદારો તમારી દુકાનમાંથી પરદેશી માલ વેચવાનું તજી દો ને દેશી કાપડ ઓછે નફે વેચવાનું શરૂ કરો. હે જથ્થાબંધ વેચનારા વેપારીઓ! તમો પરદેશી વેચવાનું કાઢી નાંખો. ફક્ત તમારા જૂજ નફા ખાતર દેશની દોલત તમારી વાટે પરદેશ ના મોકલાવો. અને મીલોવાળાને સમજાવી વિલાયતી અગર બીજા પરદેશી માલના નમૂના લઇ તેવા અત્રે કઢાવવા પ્રયાસ કરો અને દેશો દેશ તેને ફેલાવો કરવામાં મદદ કરો. તમારી મદદની હીંદને ઘણી જરૂર છે. તમો જો પરદેશી માલ વેચવાનું બંધ રાખશો તો ગમે તેવા મોટા પરદેશી માલ પ્રચાર કરનારાઓ તમારી આગળ જરૂર ખાંડ ખાશે. કારણકે ગમે તેટલું કરશે પણ તમારા વગર તેમનું ગાલ્લું સરાઢે ચઢવાનું નથી. માટે તમે હવે જરૂર તૈયાર થાઓ. હે મોટી મોટી મીલોવાળા

શેઠીઆઓ તમારી માલની જાતો સુધારો, જો ખપ પુરતી મશીનરીની જો ખોટ પડતી હોય તો તે મંગાવી તમારૂં કામ આગળ પાડો. જેવી રીતે અમદાવાદમાં રેલે સાહેબ જેઓ એક જાતે દક્ષણી ગ્રહસ્થ છે અને તેઓ અગાઉ મુંબાઇમાં નોકરીપર હતા તેઓ અમદાવાદ આવી માધવલાલ મીલમાં રહ્યા પછી તે મીલ જેવી સીસ્ટમથી માલ બનાવે છે તેવી રીતે અમદાવાદના દરેક મીલવાળાઓ માલ બનાવશે અને રાક્ષસી નફા ને કમીશનોમાં કાંઇક કમી કરી નવી કવોલીટીયો તરફ ધ્યાન આપશે તો જરૂર ઘણોજ ફાયદો થશે અને જેઓને અમુક ચીજો ખાતર પરદેશી ઉપર આધાર રાખવો પડે છે તેઓને પણ સંતોષ આપી શકાશે. હે મોટા પૈસાવાળાઓ વ્યાજખાઈ સંતોષ માનનારાઓને મારે નમ્ર વિનંતી છે કે આવા દેશમાં કારખાના ઉઘાડવા તરફ નજર રાખો અને જો ફક્ત પૈસા નહીં હોવાને લીધે નવો ઉદ્યોગ ઉઘાડવો અટકી પડતો હોય તો તેને તમારા પૈસા ધીરી મદદ કરો ને આગળ પાડો. તેમાં તમને સારા વ્યાજ સાથે નાણું પાછું આવશે એમ નક્કી સમજજો. હે પત્રો ચલાવનારાઓ તમને જો દેશની ખરી દયા હોય તો પરદેશી ચીજોની (જેની હીંદને ખરી જરૂર હોય જે વગર ચાલતું ન હોય તે શીવાયની) જાહેર ખબર લેવાનું મોકુફ રાખો અને તેને બદલે દેશી ચીજોની જાહેર ખબરો નહીંજેવા દરે લઇ તેની તમારા લખાણોની માળાઓમાં ગુણ દોષના વર્ણન સાથે સારી નોંધ લઇ વળી તમારા ગામે ગામના ખબરપત્રી મારફતે દેશી ઉદ્યોગો જે સારી રીતે ચાલતા હોય પણ ફકત લોકોમાં તેની જાણ ન હોય તેવાઓને તમારા પત્રમાં છાપી પ્રસીદ્ધીમાં લાવો. વિગેરે—એ પ્રમાણે તમો સર્વ વર્ગોને વિનંતી કરી મારૂં લખવું બંધ કરૂં છું.

**સમાપ્ત.**

હિંદના હુન્નરોને ખીલવવાની ચાલુ થએલી તૈયારીઓ!!